Aapne Teh Islami na Kakun Kevi Rite Baniye

# આપણે
# તહેરીકે ઈસ્લામીના
# કારકુન કેવી રીતે બનીએ ?

લે. મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરી

• અનુવાદ •

મુહમ્મદ જમાલ પટીવાલા

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# આપણે તહેરીકે ઈસ્લામીના કારકુન કેવી રીતે બનીએ ?

આવો, આ પ્રશ્ન ઉપર વિચારતા પહેલાં આનાથી જ સંબંધિત એક બીજા પ્રશ્ન ઉપર વિચાર કરીએ. તે એ છે કે શું ઈસ્લામ એક તહેરીક છે ? જો આનો જવાબ હકારમાં હોય, તો ઉપરનો પ્રશ્ન અર્થસભર હશે, નહિં તો તેનો કોઈ અર્થ નહીં હોય. ઈસ્લામને જયારે એક તહેરીક કહેવામાં આવે છે, તો તેનો વિરોધ આધુનિક યુગના ધ્વજવાહકો તરફથી પણ થાય છે અને કેટલાક ધર્મના સમર્થકો તરફથી પણ થાય છે.

આધુનિક યુગ ઈસ્લામને એક ધર્મ સમજે છે અને ધર્મ વિશે તેનો દષ્ટિકોણ એ છે કે તે પૂજાપાઠ અને કેટલીક પ્રણાલિકાઓ અને રીત-રિવાજોનો સમૂહ છે. જે લોકો તેને માને છે, તેના ઉપર તેઓ અમલ કરી શકે છે, પરંતુ જીવનના બીજા મામલાઓથી ન તેનો કોઈ સંબંધ છે અને ન હોવો જોઈએ. આજે દુનિયાની સામૂહિક અને રાજકીય વ્યવસ્થા આ જ દષ્ટિકોણ ઉપર આધારિત છે કે ધર્મ વ્યક્તિનો અંગત મામલો છે. સામૂહિક જીવન તેનાથી અલગ રહેશે. ધર્મના મામલામાં તેના આ વલણને સાચું પુરવાર કરવા માટે કહેવામાં આવે છે કે જો ધર્મ દુનિયાની સામૂહિક બાબતો અને મામલાઓથી સંબંધિત હશે, તો દુનિયા અરાજકતા અને ઉપદ્રવનું રણમેદાન બની જશે. પરંતુ આશ્ચર્ય છે કે આ વાત એ લોકો કહે છે, જેમણે સ્વયં દુનિયાને અરાજકતા અને બગાડથી ભરી દીધી છે. હાલ દુનિયામાં જે બગાડ છે, તે ધર્મએ પેદા કરેલ નથી, બલ્કે ખુદાથી અવગણના અને ધર્મની દુશ્મનીના આ કડવા ફળો છે, જે માનવતાને ચાખવા પડે છે, બલ્કે તેનાથી જ તેઓ પેટ ભરવા લાચાર છે.

આ તો છે ધર્મ વિશે આધુનિક યુગનો દષ્ટિકોણ. તેના સાથે કેટલાક ધર્મો અને તેના સમર્થકોએ એ દષ્ટિકોણ આપવાનો પ્રયાસ કર્યો છે કે ધર્મ મૂળભૂત રીતે આત્માની ઉન્નતિ અને પવિત્રતા માટે છે. આ ઉચ્ચ સ્થાન ત્યાં સુધી પ્રાપ્ત થઈ શકતું નથી, જ્યાં સુધી માણસ દુનિયા અને તેની સમસ્યાઓથી લાપરવા ન થઈ જાય તથા મન અને તેની

ઇચ્છાઓને પૂરેપૂરી રીતે કચડી ન નાખે. તેના માટે ખાસ પ્રકારની તપસ્યાઓ અને જપ-તપ અસ્તિત્વમાં આવ્યા, કઠોર પરિશ્રમ અને અભ્યાસો થવા લાગ્યા તેમજ આધ્યાત્મિક ઉન્નતિને ચાહનારાઓ દુનિયાને ત્યજીને પહાડો, જંગલો અને ગુફાઓમાં ચાલ્યા ગયા. તેનાથી સંન્યાસની એક આખી વ્યવસ્થા અસ્તિત્વમાં આવી. આ વ્યવસ્થા આધુનિક યુગના ધર્મ વિશેના દૃષ્ટિકોણને બળ પૂરું પાડતી રહી. તેથી તેને ફૂલવા-ફાલવાની તકો પણ ઉપલબ્ધ થતી રહી. આ રીતે વ્યવહારૂ રૂપે એક દૃષ્ટિકોણે એક ભાવનાથી અને બીજા દૃષ્ટિકોણે પોતાની બીજી ભાવનાથી ધર્મને માણસના સામૂહિક જીવનમાંથી બેદખલ કરી દીધો. ઈસ્લામને જો આપણે તહેરીક કહીએ છીએ, તો આ બંને વિચારધારાઓને નકારીએ છીએ તેમજ તેને ખોટી અને અસત્ય ઠેરવીએ છીએ.

તહેરીક નામ છે કોઈ ધ્યેયની સિદ્ધિ માટે ગતિશીલતાનું અને સંઘર્ષનું. આ ધ્યેય જે પ્રકારનો હશે, તેવો જ સંઘર્ષ હશે. તેને કેટલાક ઉદાહરણોથી સમજી શકાય છે. અત્યારે આખા સમાજમાં બેઈમાની, લાંચ-રુશ્વત અને ભ્રષ્ટાચાર ફેલાયેલ છે. ધારી લો કે તમે તેના વિરુદ્ધ સુધારણાનું કોઈ આંદોલન ચલાવવા માગો છો, તો તેનું એક વિશેષ ક્ષેત્ર હશે, અથવા શિક્ષણના પ્રસારની ચળવળ તમારી નજર સમક્ષ હોય તો આ કામ ખાસ મર્યાદાઓમાં કરવું પડશે, અથવા કોઈ રાજકીય ચળવળ ચલાવવા ઈચ્છો તો તેનું પણ એક કાર્યક્ષેત્ર હશે. પરંતુ ઈસ્લામ મનુષ્યને સંપૂર્ણપણે બદલી નાખવાનું નામ છે, તેના વ્યક્તિગત જીવનને પણ અને સામૂહિક જીવનને પણ. તે જગતનું સૌથી મોટું ક્રાંતિકારી આંદોલન છે, જે મનુષ્યને મન અને ઈચ્છાઓની ગુલામીથી, કોમ અને જાતિ-જ્ઞાતિની ગુલામીથી, રીત-રિવાજોની ગુલામીથી, ટૂંકમાં એ કે દરેક નાની-મોટી ગુલામીથી મુક્તિ અપાવીને એક અલ્લાહનો બંદો અને ગુલામ તથા તેના આદેશોનો પાબંદ બનાવવા ઈચ્છે છે. આ જ આ તહેરીકનું લક્ષ્ય અને ઉદ્દેશ્ય છે.

أَنِ اعْبُدُوا اللَّهَ وَاجْتَنِبُوا الطَّاغُوتَ

''અલ્લાહની બંદગી કરો અને તાગૂતથી બચો.'' (સૂરઃ નહલ, આ-૩૬)

તે એ જાહેરાતની સાથે આવે છે કે مَا لَكُم مِّنْ إِلَٰهٍ غَيْرُهُ[1]. તેની માગણી છે કે ادْخُلُوا فِي السِّلْمِ كَافَّةً[2]. તે સફળતા માટે અલ્લાહ અને તેના રસૂલના અનુસરણને અનિવાર્ય ઠેરવે છે وَأَطِيعُوا اللَّهَ وَالرَّسُولَ لَعَلَّكُمْ تُرْحَمُونَ.[3] આ વિચારધારાના પાયા ઉપર

૧. તમારા માટે તેના સિવાય કોઈ માઅ્બૂદ (ઉપાસ્ય) નથી. - સૂરઃ મુ'મિનૂન, આ.૩૨
૨. ઈસ્લામમાં પૂરેપૂરા દાખલ થઈ જાઓ. - સૂરઃ બકરહ, આ. ૨૦૮
૩. અનુસરણ કરો અલ્લાહનું અને અનુસરણ કરો અલ્લાહના રસૂલનું, આશા છે કે તમારા ઉપર દયા કરવામાં આવે. - સૂરઃ આલે ઈમરાન, આ-૧૩૨

અરબસ્તાનની ધરતી ઉપર આજથી ચૌદસો વર્ષ પહેલા જે તહેરીક ઉદયમાન થઈ, તેણે આખા સમાજમાં એક હલચલ ઊભી કરી દીધી. તેણે મડદાઓમાં પ્રાણ ફૂંકી દીધાં. પોઢેલાઓને જગાડી દીધા. કમજોરોને શક્તિ પ્રદાન કરી. અપંગોને ચાલતા શીખવાડી દીધું. જે લોકો પોતાના મનના બંદાઓ હતા, તેમને ખુદાના બંદા બનાવી દીધા. જે અનેક ખુદાઓની ઉપાસના કરતા હતા, તેમના મસ્તિષ્ક એક અલ્લાહ સમક્ષ ઝૂકાવી દીધા. જે મનેચ્છાઓની પાછળ ચાલી રહ્યા હતા, તેમને મર્યાદાઓ અને નિયમોમાં રહેવાનું શીખવાડી દીધું. જે નિરર્થક રીત-રિવાજોના બંધનોમાં જકડાયેલાં હતા, તેમને એક જીવંત અને અનંત કીમતી શરીઅતના ધ્વજવાહક બનાવી દીધા. જેઓ હેતુવિહિન જીવન વિતાવી રહ્યા હતા, તેમને એક સ્પષ્ટ ઉદ્દેશ્ય હેઠળ એકઠા કરી દીધા. તેનાથી એક એવી ઉમ્મત અસ્તિત્વમાં આવી, જે આ ક્રાંતિકારી વિચારધારા લઈને આસપાસની દુનિયામાં ફેલાઇ ગઈ અને જોત-જોતામાં દુનિયાના એક મોટા ભાગ ઉપર તેણે ઇસ્લામનો ધ્વજ લહેરાવી દીધો.

ઇસ્લામે માનવ-જીવનને જે મર્યાદાઓનું પાબંદ બનાવ્યું છે, તેનો જ્યારે ઉલ્લેખ કરવામાં આવે છે, તો વર્તમાન યુગ સામે સત્તરમી અને અઢારમી સદીના ધાર્મિક બંધનો આવી જાય છે, જેને લઈને મનો-મસ્તિષ્ક અને વિચાર ઉપર તાળાં લગાવવાની તેમજ વૈજ્ઞાનિક અને સાંસ્કૃતિક પ્રગતિના માર્ગમાં અવરોધો ઊભા કરવાની કોશિશો કરવામાં આવી અને તેના માટે ખરાબમાં ખરાબ પ્રકારની અત્યાચારપૂર્ણ કાર્યવાહીઓ કરવામાં આવી. આ બધું જ ખ્રિસ્તીવાદના નામ ઉપર તેના ખોટા પ્રતિનિધિઓએ કર્યું. આ પ્રકારની નિંદનીય કાર્યવાહીઓનો ઇસ્લામથી કોઈ સંબંધ નથી. તેણે બુદ્ધિ અને સમજબૂઝના ઉપયોગ ઉપર ક્યારેય કોઈ પાબંદી લગાવી નથી, બલ્કે નવા સંશોધનોના દ્વાર ખોલ્યા અને સભ્યતાને આગળ વધારી. તે તો મનુષ્યના મન અને ઇચ્છાઓ ઉપર પાંબદી લગાવે છે, અંધશ્રદ્ધા અને નકામી વાતો તથા નિરાધાર દૃષ્ટિકોણોથી મુક્તિ અપાવે છે, ખોટા રીત-રિવાજો અને નિરર્થક બંધનોથી સુરક્ષા પ્રદાન કરે છે. તેની પાબંદીઓ વિકાસની બાંહેધરી આપે છે, ન કે તેના માર્ગની રુકાવટ બને છે.

તહેરીકે ઇસ્લામી ધર્મના જડ અને નિર્જીવ દૃષ્ટિકોણ વિરુદ્ધ ઇસ્લામનો જે ગતિશીલ અને ધબકતો દૃષ્ટિકોણ પ્રસ્તુત કરે છે, આ તેનો એક સંક્ષિપ્ત પરિચય છે.

હવે આવો, એ જોઈએ કે વ્યક્તિ આ તહેરીકનો કારકુન કેવી રીતે બને છે? પરંતુ અહીં એક વાતની સ્પષ્ટતા કરી લેવી ઉચિત જણાય ત, તે એ કે પ્રત્યેક તે વ્યક્તિને કોઈક તહેરીકનો કારકુન કહી શકાય છે, જે તેના માટે અમુક સમય આપે, થોડીઘણી મહેનત કરે અને તેના કેટલાક કામોમાં સહયોગ કરે; પરંતુ હાલ મારા સમક્ષ ઉદાહરણરૂપ

અને આદર્શ કારકુનની રૂપરેખા છે. આદર્શ કારકુન તે છે, જે પોતાનું આખું જીવન તહેરીકને સમર્પિત કરી દે, તેના માટે જ વિચારે, તેના માટે જ મહેનત કરે, તેની ચિંતામાં તડપતો રહે અને તહેરીકના હિત કાજે પોતાના દરેક હિતને ત્યજી દે. તેના પ્રાણ, ધન, શક્તિ અને કાબેલિયતો બધું જ તહેરીક માટે સમર્પિત થઈ જાય. બની શકે છે કે તમે આના માટે કારકુનની પરિભાષાને હળવી સમજો અને કોઈ બીજી પરિભાષા સૂચવો, પરંતુ મારા ખ્યાલમાં તહેરીકની મોટામાં મોટી સેવા કરવાવાળો પણ તેનો કારકુન જ હોય છે.

તહેરીકના દરેક કારકુને ઉદાહરણરૂપ અને આદર્શ કારકુન બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેનામાં એ તમન્ના અને દિલની ઇચ્છા, એ ભાવના અને એ તડપ હોવી જોઈએ કે તે તહેરીકનો કોઈ સામાન્ય કારકુન જ નહિં, બલ્કે આદર્શ કારકુન બનીને રહેશે અને તહેરીકની મોટામાં મોટી સેવા કરશે.

આ તહેરીકના આદર્શ અને ઉદાહરણરૂપ કારકુન બનવા માટે વ્યક્તિએ ખૂબ તૈયારી કરવી પડશે અને પોતાનામાં ખાસ ખૂબીઓ પેદા કરવી પડશે. અહીં તેનો જ ઉલ્લેખ કરવામાં આવી રહ્યો છે.

(૧) જે વ્યક્તિ તહેરીકે ઈસ્લામીનો આદર્શ કારકુન બનવા માગતો હોય, તેના માટે સૌથી પહેલા જરૂરી છે કે ઈસ્લામનું ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરે, તેને સારી રીતે સમજે, તેના આદશો અને હેતુઓથી વાકેફ થાય તથા તેનો આત્મા અને સ્વભાવને આત્મસાત કરી લે. તેનું આ જ્ઞાન તથા જાણકારી અને પરિચય એટલા વધી જાય કે તેને ઈસ્લામની સચ્ચાઈ ઉપર પૂર્ણ સંતોષ થઈ જાય, તેના અંદરથી એ વિશ્વાસ ઉછાળા મારી રહ્યો હોય કે માત્ર ઈસ્લામના દામનમાં જ મુક્તિ મળી શકે છે. તે દિવસના પ્રકાશમાં જોઈ રહ્યો હોય કે દુનિયા અસત્ય વિચારધારાઓની આગમાં બળી રહી છે તેમજ અનૈતિક આચરણ અને દુરાચારે તેને મૃત્યુના કિનારે પહોંચાડી દીધેલ છે. દુનિયાની કોઈ વિચારધારા તેના એ વિશ્વાસને ડગમગાવી ન શકે કે તેના પાસે સત્યનો પ્રકાશ છે અને અંધકારમાં ભટકતી દુનિયાને તે સન્માર્ગ દેખાડી શકે છે. અલ્લાહના પયગંબર, જેમણે કુફ્ર અને અજ્ઞાનતાને દૂર કરીને દુનિયાને શુદ્ધ કરી, તેમને અલ્લાહના દીન ઉપર આવો જ સંતોષ હતો, આ જ પ્રમાણે આત્મ-સંતોષ પછી તેઓ એ સ્થિતિમાં હોતા કે આ ભારે બોજને ઉઠાવી શકે, જે પહાડ ઉપર મૂકી દેવામાં આવે તો પહાડ ટુકડે-ટુકડા થઈ જાય અને જમીન ઉપર નાખી દેવામાં આવે તો તેની છાતી ચીરાઈ જાય. કુર્આન-મજીદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સંબોધીને કહેવામાં આવ્યું છે કે દીનના પ્રચારની ભારે જવાબદારીએ આપ (સલ્લ.)ની કમર તોડી નાખી છે, પરંતુ અલ્લાહતઆલાએ આપ

(સલ્લ.)ને હાર્દિક સંતૃપ્તિની દોલત પ્રદાન કરી, જેનાથી આ માર્ગ ઉપર દૃઢતા અને તેના માટે મુશ્કેલીઓને સહન કરવું આપ (સલ્લ.) માટે સરળ બનાવી દીધું.

اَلَمْ نَشْرَحْ لَكَ صَدْرَكَ ۙ وَوَضَعْنَا عَنْكَ وِزْرَكَ ۙ الَّذِیْۤ اَنْقَضَ ظَهْرَكَ ۙ
وَرَفَعْنَا لَكَ ذِكْرَكَ ۙ

"શું અમે તમારી છાતી તમારા માટે ખોલી ન દીધી અને તમારા ઉપરથી તે ભારે બોજ ન ઉતારી દીધો જે તમારી કેડ ભાંગી નાખી રહ્યો હતો અને તમારા માટે તમારી ચર્ચાની ખ્યાતિ ફેલાવી દીધી." (સૂરઃ અલમ્ નશ્રહ, આ. ૧ થી ૪)

આ અલ્લાહની કૃપા છે કે આપણે એક એવા કાળમાંથી પસાર થઈ રહ્યા છીએ, જેમાં ઇસ્લામનું નામ લેવામાં કેટલીક તે રુકાવટો નથી, જે કોઈક જમાનામાં હતી. તેના સાથે-સાથે આ પણ અલ્લાહની મહેરબાની છે કે ઇસ્લામી તહેરીકો દુનિયાના ખૂણે-ખૂણે ઇસ્લામના અભિભાષણ અને પ્રતિનિધિત્વનું કર્તવ્ય નિભાવી રહી છે. આ તહેરીકોએ ઉચ્ચતમ શૈલીમાં દીનના બોધ અને સમજણની સેવા આપી છે અને આપી રહી છે. એવું લાગે છે કે ઘણાંબધા લોકોએ આ તહેરીકોના દૃષ્ટિકોણ, તેમની ભાષા અને પરિભાષાઓને તો અપનાવી લીધી છે, પણ તેમની જરૂરત અને તકાદાઓને પૂરેપૂરી રીતે પોતાના મનો-મસ્તિષ્કમાં ઉતારી શક્યા નથી. આ તહેરીકોના સંદર્ભમાં એમ કહેવું સરળ છે કે ઇસ્લામ એક સંપૂર્ણ જીવન-વ્યવસ્થા છે, પરંતુ આ ગૂઢતાને અને સારતત્ત્વને (Sum and Substance, Abstract) ખોલવું સરળ નથી. આ તહેરીકોએ એ હકીકતનું નીડરતાથી વર્ણન કર્યું કે માણસના ચરિત્રનું નિર્માણ, સમાજની રચના અને શાસનની વ્યવસ્થા સાચી રીતે ઇસ્લામ દ્વારા જ સંભવ છે, તેથી તેને જ જીવનના દરેક પાસા ઉપર શાસન કરવાનો અધિકાર પ્રાપ્ત છે. તમને એવા લોકો મળશે, જે આ તહેરીકોથી સંબંધના આધારે આ ક્રાંતિકારી વિચારની ચર્ચા તો કરે છે, પણ તેના ગૂઢ ખ્યાલો અને કલ્પનાઓ તથા જટિલતાઓથી વાકેફ નથી. આ તહેરીકોએ બતાવ્યું કે ઇસ્લામ અકીદા (આસ્થા, માન્યતા), નૈતિકતા, સમાજ, અર્થતંત્ર અને રાજતંત્ર માટે સૌથી સારા અને સૌથી યોગ્ય મૂલ્યો આપે છે તેમજ દીન અને દુનિયાની બધી સમસ્યાઓને ખૂબ જ ઉમદા રીતે હલ કરે છે, તેથી બુદ્ધિ અને સમજદારીનો તકાદો એ છે કે જીવનના તમામ ક્ષેત્રો તેના જ તાબે હોય તથા સત્તા અને શાસન માત્ર તેનું જ સ્વીકારવામાં આવે. પરંતુ એવા લોકો ઓછા મળશે, જે આ વિચારથી સંમત હોવા છતાં જીવનના કોઈ એક વિભાગમાં ઇસ્લામની શ્રેષ્ઠતા અને ઉચ્ચતાને સાબિત કરી શકે.

એમાં કોઈ શંકા નથી કે તહેરીકમાં સામાન્ય લોકો પણ હોય છે અને ખાસ

લોકો પણ. તેથી તહેરીકના પ્રત્યેક વ્યક્તિથી આ વૈચારિક ઉચ્ચતાની અપેક્ષા કરી શકાતી નથી. વિશિષ્ટ લોકોનું સ્થાન નેતૃત્વ અને માર્ગદર્શનનું છે, સામાન્ય લોકો તેમના પાછળ ચાલે છે. જ્ઞાન વિના નેતૃત્વનું સંવેદનશીલ અને ગંભીર સ્થાન પ્રાપ્ત થઈ શકતું નથી. નારાઓ અને દાવાઓ સામાન્ય માણસો માટે હોય છે. જ્ઞાનીઓ દુનિયાને તેની જરૂરત અને યથાર્થતા સમજાવે છે. તહેરીકે ઈસ્લામીના આદર્શ કારકુનને જ્ઞાનીઓ અને બુદ્ધિજીવીઓની કતારમાં દેખાવું જોઈએ. તેના માટે ઈસ્લામના અભ્યાસની આવશ્યકતા છે. આ અભ્યાસના બે પાસાઓ છે. એક તો એ કે ઈસ્લામનો સામાન્ય અભ્યાસ કરવામાં આવે અને વ્યક્તિ તેની મૂળ બાબતો અને આદેશો તેમજ તેના હેતુથી એટલી હદે માહિતગાર થઈ જાય કે તે તેનો સાધારણ પરિચય કરાવી શકે. તહેરીકે ઈસ્લામીના પ્રત્યેક કારકુન માટે ઈસ્લામનો આટલો અભ્યાસ અત્યંત જરૂરી છે. આનાથી ગફલત કોઈપણ સ્થિતિમાં ન હોવી જોઈએ. બીજું પાસું એ છે કે ઈસ્લામનો વિશેષ અભ્યાસ કરવામાં આવે. આનાથી મારો આશય ઉચ્ચ કાબેલિયત અને ઊંડી સમજ-બૂઝ પેદા કરવાનો છે. એમાં કોઈ સંદેહ નથી કે ઈસ્લામના તમામ પાસાઓનો આ પ્રકારનો અભ્યાસ ખાસ કરીને વર્તમાન યુગમાં ખૂબ મુશ્કેલ, બલ્કે અસંભવ છે. અલબત્ત, ઈસ્લામના સાધારણ અભ્યાસની સાથે તેના કોઈક એક પાસા ઉપર આપણા આદર્શ કારકુનોએ વધુ સારી ધોરણસરની તૈયારી કરવી જોઈએ, જેથી તે ઈસ્લામના તે પાસા ઉપર પોતાના વિગતવાર વિચારો વ્યક્ત કરી શકે અને તેના એકે-એક મુદ્દા ઉપર દુનિયાને સંતુષ્ટ કરી શકે. સ્પષ્ટ છે, આના માટે અસાધારણ મહેનતની આવશ્યકતા છે. અત્યારે મારું સંબોધન મૂળ એ નવયુવાનોથી છે, જેઓ જ્ઞાનના વિભિન્ન ક્ષેત્રોમાં કામ કરી રહ્યા છે. તેમનાથી આ વિનંતી અનુચિત નહીં હોય કે તેઓ આવી તૈયારીથી બેદરકારી ન દાખવે.એક વિદ્યાર્થીથી વિદ્યા અને જ્ઞાન સંબંધે જ વાતચીત થઈ શકે છે. જો તે જ્ઞાનના મેદાનમાં અસફળ રહ્યો, તો આ તેનું એટલું મોટું નુકસાન હશે કે સંભવતઃ કોઈ બીજી રીતે તે તેને દૂર નહીં કરી શકે.

(૨) તહેરીકનો કારકુન તેનો દુભાષિયો—પ્રતિનિધિ હોય છે. તહેરીકે ઈસ્લામીના કારકુને પણ તેના પ્રતિનિધિ હોવું જોઈએ. આ પ્રતિનિધિત્વ તેણે સામાન્ય લોકોમાં અને વિશિષ્ટ લોકોમાં, મસ્જિદોમાં અને મદ્રસાઓમાં, શાળાઓમાં અને કૉલેજોમાં, બજારોમાં અને પાર્કોમાં, નાના અને મોટા સમૂહોમાં — ટૂંકમાં દરેક સ્થળે અને દરેક જગ્યાએ કરવું પડશે તેમજ પોતાની વાતચીતથી, પ્રવચનથી અને લેખનથી, પત્રકારત્વથી, ચર્ચા-ગોષ્ઠીઓ અને સંવાદોથી, અર્થાત્ દરેક તે પદ્ધતિથી અને માધ્યમથી કરવું પડશે, જે તેના સામર્થ્યમાં હોય અને જે આ તહેરીકના સ્વભાવથી મેળ રાખતું હોય. તમે દરેક મેદાનમાં ઈસ્લામના સમર્થક અને પ્રતિનિધિ બનીને દેખાવ, દુનિયાની દરેક ચર્ચાની

દિશા તેના તરફ ફેરવી દો, પ્રત્યેક પડકારનો જવાબ તમારા પાસે મોજૂદ હોય અને દરેક ઉલઝનને તમે તેના પ્રકાશમાં હલ કરી શકતા હોવ. આ એક લાંબા ગાળાનું કાર્ય છે, જે ત્યાં સુધી ચાલતું રહેશે, જ્યાં સુધી દુનિયા ઈસ્લામના વર્ચસ્વ હેઠળ ન આવી જાય અને દરેક બાજુ તેની બોલબાલા ન થઈ જાય. આ જ મહા-અભિયાન તમારે સર કરવાનું છે. વિચારો, શું તમે તેના માટે તૈયાર છો?

(૩) તહેરીકે ઈસ્લામીનો કારકુન તે છે, જેનું આખું જીવન આ તહેરીકથી એકરૂપ હોય. તે જેવો મંચ ઉપર દેખાય છે, પોતાના અંગત જીવનમાં પણ તેવો જ દેખાય. તેનું ચરિત્ર, તેનું વર્તન અને વ્યવહાર, તેના સંબંધો અને તેના મામલાઓ બધું જ આ તહેરીકને અનુરૂપ હોય. જે વ્યક્તિમાં આ ખૂબી ન હોય, તે તેની સેવા તો શું કરશે, તેની બદનામી અને નાલેશીનું કારણ બનશે. વાણી અને વર્તનમાં ભેદ પ્રત્યેક તહેરીકને નુકસાન પહોંચાડે છે. ઈસ્લામી તહેરીક માટે પણ આ કાતિલ ઝેર છે. તહેરીકે ઈસ્લામી સાથે જોડાયેલ કોઈપણ નવયુવાન માટે એ વાતનું ખૂબ મહત્ત્વ છે કે તેનું ચરિત્ર આ તહેરીકના તદ્દન અનુરૂપ હોય. આજના યુગમાં જ્યારે કે આપણા આ દેશના, બલ્કે દુનિયાભરના નવયુવાનો માનસિક બેચેની અને વ્યકુળતાના શિકાર છે, તેમના વ્યક્તિત્વ અને ચરિત્રને ઊધઈ લાગી ચૂકી છે, તે અનેકાનેક ખોટા કામોમાં ગ્રસ્ત છે, તેમના કારણે તોફાનો અને હંગામાઓ છે, તોડફોડ છે, અનૈતિક ઘટનાઓ છે, વ્યભિચાર અને બદકારીઓ છે, તેમનામાંથી વડીલોની આમન્યા ખતમ થઈ ચૂકી છે, શિક્ષણમાં તેમની રુચિ બાકી રહી નથી, તેમનો સમય ખોટા અને નિરર્થક કામોમાં વ્યતિત થાય છે, તેમના કારણે તેમના માતા-પિતા પરેશાન છે, પાસ-પાડોશ અને મહોલ્લાના લોકો હેરાન છે, બલ્કે આખો દેશ પરેશાન છે. આ પરિસ્થિતિમાં જો કોઈ નવયુવાન ઈસ્લામની સાચી છબી રજૂ કરે, તેનું ચરિત્ર સારું હોય અને વ્યક્તિત્વ ઉમદા હોય, વડીલોનો આદર કરવાવાળો હોય, નાનાઓને તેનાથી કોઈ તકલીફ ન પહોંચે, તેના વર્તનથી માતા-પિતા, સગાં-સંબંધીઓ અને મેળ-મિલાપના બધા લોકો ખુશ હોય, તો તેની ખામોશી પણ જબાન બની જશે અને તેના મૌનમાં પણ બોલવાની શક્તિ હશે. તે સ્ટેજ ઉપર ગયા વિના પણ દરેક ઠેકાણે સ્ટેજ ઉપર હશે. તેનો અવાજ કાનોના પડદાને ટકરાઈને પાછો નહીં આવે, બલ્કે દિલો અને દિમાગોના ઊંડાણમાં ઊતરી જશે. તેની હાજરી સ્વયં એ વાતની દલીલ બની જશે કે તે સત્ય ઉપર છે અને સત્ય તરફ દુનિયાને બોલાવી રહ્યો છે. વિચારો, શું કોઈ કારકુન આટલા મોટા હથિયારથી વંચિત રહી શકે છે?

(૪) અલ્લાહત્આલાએ માણસને ઘણીબધી યોગ્યતાઓ અને કાબેલિયતોથી નવાજ્યો છે અને એક નવયુવાન તો આવી કાબેલિયતોથી સમૃદ્ધ અને સંપન્ન હોય છે.

એમ કહેવું જોઈએ કે તે અણમોલ અને કીમતી શક્તિઓ અને યોગ્યતાઓનો એક ખજાનો લઈને ફરતો હોય છે. તેનાથી તે તબાહી અને વિનાશના કામો પણ કરી શકે છે અને રચનાત્મક સેવાઓ પણ આપી શકે છે. તમે તહેરીકે ઈસ્લામીના કારકુન છો. તમારા પાસે શક્તિઓ અને કાબેલિયતોનો જે ખજાનો છે, તેને તહેરીકની સેવામાં લગાવો. તમે જાણો છો કે તમારી આ શક્તિઓ અને કાબેલિયતો એમ-ને-એમ જ તમને નથી મળી ગઈ. આ અલ્લાહત્આલાની અમાનત છે. તેના વિશે કયામતના દિવસે પૂછવામાં આવશે. તમારા પાસે જ્ઞાન છે તો આ જ્ઞાન વિશે પ્રશ્ન થશે, તમને યુવાની મળી છે તો આ યુવાની વિશે પ્રશ્ન થશે, તમને જે આયુષ્ય અને જે ધન-દોલત પ્રાપ્ત છે તેના વિશે પણ સવાલ થશે. હદીષમાં ઉલ્લેખ છે કે —

لن تزول قد ما ابن آدم حتی یسئل عن خمس عن عمرہ فیما افناہ
وعن شبابہ فیما ابلاہ وعن علمہ ماذا عمل بما علم وعن مالہ من
این اکتسبہ و فیما انفقہ

"કયામતના દિવસે મનુષ્યના કદમ હટી શકશે નહીં, જ્યાં સુધી તેનાથી પાંચ પ્રશ્નો ન કરી લેવામાં આવે અને તે તેના જવાબો ન આપી દે. તેણે ઉંમર કેવી રીતે વિતાવી, પોતાની યુવાની કેવી રીતે પૂરી કરી, જે જ્ઞાન તેણે મેળવ્યું તે અનુસાર તેણે કેટલી હદ સુધી અમલ કર્યો, પોતાનું ધન ક્યાંથી મેળવ્યું અને તેને ક્યાં ખર્ચ કર્યું."

(તિરમિઝી)

તમને જે કાબેલિયતો અને શક્તિઓ મળી છે, આ તહેરીકને તેની સૌથી વધુ આવશ્યકતા છે. તે ધ્યાનથી જોઈ રહી છે કે તમારી આ યોગ્યતાઓ તહેરીકને કામમાં આવી રહી છે કે નહીં? બની શકે છે કે દુનિયાના બજારમાં તમારી કાબેલિયતોની વધુ કિંમત મળે અને તહેરીક તેની કોઈ કિંમત અદા ન કરી શકે, પણ માત્ર એ કારણે કે બજારમાં તેની કિંમત વધુ છે, તમે તેને લિલામ ન કરજો. આ દુનિયા અને દુનિયાની સામગ્રી થોડાંક સમય માટે જ છે અને તમારી કાબેલિયતો, વિશ્વાસ રાખો કે એટલી મૂલ્યવાન છે કે અહીંના માટીના ઠીકરાંના બદલામાં વેચી શકાતી નથી, તે અહીંના માણેક અને ઝવેરાતની તોલે પણ નથી આવી શકતી, તેની કિંમતનું તો આજે તમે અનુમાન પણ કરી શકતા નથી. તેની સાચી કિંમત તે વખતે ખબર પડશે, જ્યારે કે અલ્લાહત્આલાના ત્યાં તેનો બદલો મળશે. તમે એટલું મેળવશો કે આ દુનિયાની પ્રત્યેક વંચિતતાનો અહેસાસ ખતમ થઈ જશે અને દરેક તમન્ના પૂરી થઈ જશે.

આ તહેરીક કોની છે ? એ તમારી જ છે. તમે તેના હાથ અને પગ છો, તમે ભવિષ્યના નેતા છો, જેમના ઉપર તેને ચલાવવાની જવાબદારી આવશે. તમે તે છો, જેના હવાલે આવતા સમયમાં આ અમાનત સુપ્રત કરી દેવામાં આવશે. સહેજ વિચારો, કેટલી મોટી જવાબદારી તમારા ઉપર આવવાની છે ! યાદ રાખો, દુનિયાનું ભવિષ્ય આ તહેરીકથી જોડાયેલું છે. આ તહેરીક દરેક બાજુ છવાઈ જવા માટે ઊભી થઈ છે અને અલ્લાહે ઈચ્છ્યું તો છવાઈને રહેશે. દુઆ છે કે તેનો ધ્વજ આપણા હાથોમાં હોય અને આપણા દ્વારા આ ભવ્ય કામ પૂરું થાય.

# ઈકામતે દીન માટે ઈલ્મી (બૌદ્ધિક) તૈયારીનું મહત્ત્વ

ઈસ્લામ એક જીવન-વ્યવસ્થા છે, તે સમગ્ર જીવનમાં આપણું માર્ગદર્શન કરે છે. દુનિયાની બધી વ્યવસ્થાઓ ખોટી અને અસત્ય છે. ઈસ્લામને માનવાવાળાઓની જવાબદારી છે કે આ વ્યવસ્થાઓને ખતમ કરીને અલ્લાહની આ ધરતી ઉપર તેની આ જીવન-વ્યવસ્થાને સ્થાપિત કરે અને વર્ચસ્વ અપાવે. આ જ ઈકામતે દીન છે.

એક જમાનો હતો, વધુ દૂરનો નહીં, નજીકનો જ કહેવો જોઈએ. ઈકામતે દીનના દૃષ્ટિકોણમાં ખૂબ અનોખાપણું હતું, પારકાંઓનો તો ઉલ્લેખ જ શું, પોતાના પણ ખૂબ આશ્ચર્ય અને અચરજથી તેને જોતાં અને સાંભળતાં હતા, પરંતુ હવે આ દૃષ્ટિકોણમાં પહેલાં જેવું અનોખાપણું નથી રહ્યું. નજીકના ભૂતકાળની આ અપરિચિત અને અજનબી પોકાર આજે દુનિયાના ઘણાં ખૂણાઓમાંથી બુલંદ થઈ રહી છે. આ ગીત લોકોની જબાનો ઉપર પણ છે અને તેના આસપાસ લોકો જુદા-જુદા નામોથી એકઠાં થઈ રહ્યા છે.

ઈકામતે દીન કેવળ એક ભાવનાત્મક સૂત્ર નથી. તેને હોશ અને બુદ્ધિથી ખાલી હંગામી જોશ અને જુસ્સાનું પ્રદર્શન પણ કહી શકાય નહીં. તે ભૂતકાળને જીવંત કરવાની જૂઠી અભિલાષા અને આશા પણ નથી. બલ્કે તે અસત્ય વિચારધારાઓની આગમાં બળતી દુનિયાને સત્ય-દીનના છાંયડામાં લાવવાની એક ગંભીર અને યોજનાબદ્ધ કોશિશ છે.

ઈકામતે દીનનો સંઘર્ષ ક્યારે, ક્યાં અને કેવી પરિસ્થિતિમાં શરૂ થયો ? તેની વૈચારિક સંપત્તિ શું હતી અને તેમાં ક્યારે કેટલો વધારો થયો ? પરિસ્થિતિમાં ફેરફારથી તેના મહત્ત્વમાં કોઈ ફરક આવ્યો કે નહીં ? આ તમામ પ્રશ્નોની હાલ કોઈ ચર્ચા નથી, અલબત્ત, આ એક વાસ્તવિકતા છે કે આ દેશમાં ઈકામતે દીનનો આરંભ એ રીતે થયો કે તેના પાછળ વિચારસરણી અને ફિલસૂફી હતા, મજબૂત દલીલો અને તર્કોનું જબરદસ્ત બળ હતું. તેથી જ તેણે ઘણાં વિચાર કરવાવાળા દિમાગોને પોતાની તરફ આકર્ષ્યા અને

તેને લઈને આગળ ધપવાનું શરૂ કર્યું. પરંતુ હવે એવું લાગે છે કે જે વૈચારિક તૈયારીના સાથે આ પ્રવાસનો આરંભ થયો હતો, તેમાં કોઈ વધારો થઈ રહ્યો નથી, જો કે આ મુદ્દતમાં આ તૈયારી દરેક બાજુથી વધુ સારી થઈ જવી જોઈતી હતી. આ ઉદ્દેશ્યની તરફેણમાં જે દલીલો શરૂઆતમાં ઉપલબ્ધ કરાવવામાં આવી હતી, તેની જાણકારી પણ ઓછી થઈ રહી છે. ઓછામાં ઓછા એટલી વાત કદાચ ખોટી નહીં હોય કે આ દલીલો હવે મનો-મસ્તિષ્કમાં તાજી રહી નથી. વૈચારિક પ્રશ્નો અને ચર્ચાઓથી જાણે જીવ ગભરાતો હોય અને દામન બચાવીને આપણે તેનાથી આગળ ચાલ્યા જવા માગતા હોઈએ ! ક્યારેક વિચાર આવે છે અને આ વિચાર નિરાધાર નથી કે, ઈકામતે દીનની મહેનત માટે વૈચારિક અને બૌદ્ધિક તૈયારીનું મહત્ત્વ જ નજરોથી ઓઝલ થતું જઈ રહ્યું છે તથા એ અહેસાસ પણ ઘણાંબધા પ્રશ્નો અને વ્યસ્તતાઓના બોજ હેઠળ જાણે દબાઈ ગયો છે કે બૌદ્ધિક અને વૈચારિક દરિદ્રતાની સાથે આ મુશ્કેલ અભિયાન સર થઈ શકતું નથી. જો કે કોઈ વિચારધારાને અપનાવવું અને તેના ઉપર મક્કમ રહેવું જાનને જોખમમાં નાખવા જેવું કામ છે. આવી બહાદુરી અને હિંમત તેમજ શક્તિ અને કાબેલિયત ઈલ્મથી જ પેદા થાય છે. આ દુનિયા વિચારધારાઓનું એક જંગલ છે. માણસ ઈલ્મના જ આધારે તેમાંથી કોઈને પસંદ કરે છે. જ્યારે તેનું ઈલ્મ પુખ્ત થઈને ઈમાનમાં બદલાઈ જાય છે, તો તેનામાં પહાડ જેવી મક્કમતા અને દૃઢતા ઉત્પન્ન થઈ જાય છે અને તે નીડર થઈને નમરૂદની આગમાં પણ કૂદી જવા તૈયાર થઈ જાય છે. ઈલ્મ ન હોય તો માણસ કોઈ એક વિચાર ઉપર મક્કમ રહી શકતો નથી. વિરોધી વિચારોનો એક જ રેલો તેને પોતાના સાથે વહાવીને લઈ જશે. સહેજ, એક ડગલું આગળ વધીને એક દાઈ (આવાહક)ની હેસિયતથી વિચારો, તો ઈલ્મની જરૂરત અને મહત્ત્વ ખૂબ વધી જાય છે. ઈલ્મ ઈસ્લામ તરફ આમંત્રણ આપનારની એક આરંભિક અને પાયાની આવશ્યકતા છે. એટલા માટે કે ઈલ્મથી જ દા'વતના કામની શરૂઆત થાય છે. કોઈ વિચારધારાને દુનિયા સામે પ્રસ્તુત કરવા અને તેને અપનાવવાનું આમંત્રણ આપવા જરૂરી છે કે માણસ આ વિચારધારાને ન માત્ર એટલું કે સારી રીતે સમજતો હોય જેનું તે આમંત્રણ આપી રહ્યો છે, બલ્કે તેના સાથે તે વિચારધારાની બૌદ્ધિક અને વૈચારિક બુનિયાદોથી પણ તે વાકેફ હોવો જોઈએ, જેના ઉપર તે વિચારધારા કાયમ છે. આ માર્ગમાં જેટલી ઈલ્મી સંપદા આવાહકની પાસે હશે, તેટલો જ તે આગળ વધશે અને જ્યાં આ સંપદા સમાપ્ત થશે, તેનું આગળ વધવાનું અટકી જશે. બલ્કે એ વાતનો ભય છે કે તે આ પ્રવાસથી પાછો ન ફરી જાય અને હિંમત હારીને બેસી ન જાય. ઈલ્મના થોડાં અને ટૂંકા ભાથા સાથે દા'વતનો વાંકોચૂંકો, જટિલ અને લાંબો પ્રવાસ પૂરો કરવો એક ચમત્કાર છે અને ચમત્કારો હંમેશા થતાં રહેતા નથી.

કોઈને મારાથી, તમારાથી પ્રેમ અને લગાવ હોય તો સંભવ છે કે તે આપણી

વાત દલીલ વગર પણ માની લે, પણ દુનિયાનો સામાન્ય નિયમ એ જ છે કે દાવો દલીલથી માનવામાં આવે છે અને દાવો જેટલો મોટો હોય છે તેના માટે એટલી જ મોટી દલીલની જરૂરત હોય છે. દા'વત અને તબ્લીગ (દીનનું આમંત્રણ અને પ્રચાર-પ્રસાર) માટે દાઈનું બૌદ્ધિક અને વૈચારિક સ્તર જેને સંબોધન કરવામાં આવે છે તેના બૌદ્ધિક અને વૈચારિક સ્તર કરતાં સમાન, બલ્કે તેના કરતાં ઊંચુ હોવું જોઈએ. થોડીઘણી માહિતી દ્વારા અશિક્ષિત કે અલ્પ-શિક્ષિત લોકો દરમ્યાન તો કોઈક સ્તરનું દા'વતી કામ કરી શકાય છે, પરંતુ ભણેલાં-ગણેલાં વર્ગને સંબોધન કરવા માટે એ જ પ્રકારની બૌદ્ધિક અને વૈચારિક તૈયારી કરવી પડશે. તે માટે તે જ ધોરણની દલીલો આપવી પડશે અને રજૂઆત કરવાની શૈલી પણ એટલી જ બૌદ્ધિક રાખવી પડશે. કોઈ શિક્ષિત વ્યક્તિને, દાઈ પોતાના ઓછાં ઇલ્મી સ્તર ઉપર લાવીને વાત ન કરી શકે. તેના માટે તેણે સ્વયં ઉપર ઊઠીને પોતે જેને સંબોધન કરી રહ્યો છે તેના સ્તર સુધી પહોંચવું પડશે. તેના વગર તે તેની વૈચારિક શ્રેષ્ઠતાને કદી પણ અનુભવી નહીં શકે અને તેની વાતોને એ લાયક જ નહીં સમજે કે તેના તરફ ધ્યાન આપવામાં આવે. આપણી ઇલ્મી પ્રગતિના રસ્તામાં અવરોધ કદાચ એ પણ રહ્યો છે કે આપણે ઇલ્મી રીતે ઓછા દરજ્જાના લોકોને સંબોધવાનું શરૂ કરી દીધું. ઉચ્ચ શિક્ષિત વર્ગ સુધી પહોંચવાનો પ્રયત્ન નથી કર્યો. માણસ પોતાનાથી નિમ્ન સ્તરના લોકોને નિરૂત્તર કરીને ઇલ્મી-ધોખામાં સપડાઈ જાય છે. તે સમજે છે કે આ જ આખી દુનિયાનું માનસિક સ્તર છે અને તે પોતાની દલીલોના જોરથી દરેકને હરાવી શકે છે. અહીંથી જ તેનું બૌદ્ધિક અને વૈચારિક પતન શરૂ થવા લાગે છે. ઇલ્મી પ્રગતિ માટે જરૂરી છે કે વ્યક્તિ તે લોકોને સંબોધવાની તૈયાર કરે, જેઓ બુદ્ધિ અને વિચારમાં તેનાથી ઉચ્ચ હેસિયતના માલિક છે. દાઈએ પોતાના નિમંત્રિતો દરમ્યાન વૈચારિક રીતે એટલા ઉચ્ચ અને સુરક્ષિત સ્થાન ઉપર હોવું જોઈએ કે તેના ઉપર કોઈ બાજુથી હુમલો કરવું સરળ ન હોય અને તે ચોતરફ પોતાનું આક્રમણ ચાલુ રાખી શકે. આ વૈચારિક સ્થિરતા વિના દુનિયામાં કોઈ પણ માનસિક અને વૈચારિક પરિવર્તન આવી શકતું નથી.

પ્રશ્ન એ છે કે જે બૌદ્ધિક વાતાવરણ આપણે ઊભું કર્યું હતું, હવે તે કેમ બદલાઈ ગયું અને જે વૈચારિક આકર્ષણ પેદા કર્યું હતું, તે કેમ નબળું પડી ગયું ?

આના જવાબમાં કહેવામાં આવે છે કે આપણે આપણા પ્રવાસના આરંભમાં કેટલીક મહત્ત્વની બૌદ્ધિક અને વૈચારિક ચર્ચાઓ કરી. આધુનિક યુગે જે પ્રશ્નો ઉઠાવ્યા હતા, તેના જવાબો આપ્યા અને બૌદ્ધિક દુનિયામાં જોવા મળતી ગેરસમજોને દૂર કરવાનો પ્રયાસ કર્યો, પરંતુ આ ક્રમ વધુ દિવસો સુધી ચાલુ રહી શક્યો નહીં, નવા-નવા વિષયોને આપણે અપનાવી શક્યા નહીં અને પાછળની સામગ્રીને જ દોહરાવવામાં, તેને સરળ કરવામાં અને તેની છણાવટ અને સમજૂતી કરવામાં લાગી ગયા, ઉપલબ્ધ સામગ્રી

વારંવાર એટલી વખત દોહરાવા લાગી કે વાચકો તેનાથી કંટાળી ગયા. આમ, જે બૌદ્ધિક અને વૈચારિક આકર્ષણ ઊભું થયું હતું, જ્યારે તેને ઉચિત પોષણ ન મળ્યું અને તેને ફૂલવા-ફાલવા અને સંવર્ધનનો સામાન ઉપલબ્ધ કરાવવામાં ન આવ્યો, તો તે મુરઝાઈને રહી ગયું.

એ વાત ઘણી હદ સુધી સાચી છે કે વૈચારિક ક્ષેત્રે જે ચોતરફી યુદ્ધ આપણે શરૂ કર્યું હતું, તે ચાલુ રહી ન શક્યું અને જે તીવ્ર ગતિથી આપણે આગળ વધી રહ્યા હતા, તેમાં ફરક આવી ગયો. તેના કારણો ચોક્કસ આપણે શોધવા જોઈએ અને તેને દૂર કરવાનો નવેસરથી અને નવા ઈરાદા અને જુસ્સાથી પ્રયત્ન પણ કરવો જોઈએ. આપણી સુસ્ત રફતારના આ સ્વીકાર છતાં એમ કહેવામાં પણ કોઈ સંકોચ નથી કે આ દરમ્યાન તદ્દન બૌદ્ધિક અને વૈચારિક શૂન્યાવકાશ નથી રહ્યો. કેટલાક નવા વિષયો ચર્ચામાં આવ્યા છે, જૂના વિષયો ઉપર નવી માહિતી અને સામગ્રી પણ રજૂ કરવામાં આવી છે. જે પ્રશ્નો ઉપર માત્ર ઉપરછલ્લાં ઈશારાઓ જ કરી શકાયા હતા તેની વિગતો ઉપલબ્ધ કરવામાં આવી છે અને જે વાતો માટે દલીલોની આવશ્યકતા હતી, તેને દલીલસભર અને સ્પષ્ટ કરવામાં આવી છે તેમજ જે બાબતોને વધુ સ્પષ્ટ અને ઉજાગર કરવાની જરૂરત હતી, તેને સ્પષ્ટ પણ કરવામાં આવી છે. તેના અભ્યાસથી કેટલાક નવા વિષયો ઉભરીને સામે આવ્યા [illegible] પાસાઓ તરફ ધ્યાન અપાયું ન હતું અથવા ઓછું અપાયું હતું તેના તરફ ધ્યાન આપવામાં આવ્યું છે અને સૌથી મોટી વાત એ કે બૌદ્ધિક વિશ્વાસ ઊભો થયો છે. આ કામની અવગણના કરવી અને તેનાથી જરૂરી લાભ પ્રાપ્ત ન કરવો એક પ્રકારનું બૌદ્ધિક નુકસાન છે અને ઇકામતે દીનના ધ્વજવાહકને કોઈ કિંમતે આ નુકસાન સહન કરવું ન જોઈએ.

ક્યારેક એ પ્રકારનું વલણ પણ સામે આવે છે કે ઈસ્લામને બૌદ્ધિક અને વૈચારિક રીતે તો પુરવાર કરી દેવામાં આવેલ છે, હવે કેવળ વ્યવહારૂ રીતે તેને કાયમ કરવાનું કામ શેષ રહી ગયું છે, પરંતુ આ કપોળ કલ્પના માત્ર છે. આ દુનિયા પરસ્પર સંઘર્ષ કરતી વિચારધારાઓનું લક્ષ્ય-સ્થાન છે. વિચારધારાઓનું યુદ્ધ ખૂબ સખત હોય છે, જે એક વખતની સફળતાની સાથે પૂરું થઈ જતું નથી, બલ્કે અહીં રોજ-બ-રોજ નીતનવાં હુમલાઓ થતાં રહે છે. કોઈ પણ વિચારધારાને જીવંત રહેવા માટે પોતાના અસ્તિત્વની જ નહિં, બલ્કે પોતાની શક્તિ અને સામર્થ્યની સતત સાબિતી આપવી પડતી હોય છે. જે વિચારધારા ડગલે-ને-પગલે એ સાબિત ન કરી શકે કે તે બીજી વિચારધારા ઉપર વર્ચસ્વ પ્રાપ્ત કરી શકે છે, વિરોધી વિચારધારાઓ સરળતાથી પોતાની હાર અને પીછેહઠની જાહેરાત કરીને તેની સત્તા અને શાસનને ક્યારેય સ્વીકારશે નહીં. ઘણી વિચારધારાઓ આ દુનિયામાં ઉભરતી રહી છે, પરંતુ જયારે વિચારધારાઓના સંઘર્ષમાં તે પરાજીત થઈ ગઈ, તો તેને નિષ્પ્રાણ

અને મૃત સમજીને ઇતિહાસના પાનાંઓમાં ન કરી દેવા આવે છે. અ ીં કોઈપણ વિચારધારાનો ધ્વજવાહક હંમેશા વૈચારિક માં ગ્રસ્ત છે. તે એક માટે પણ તેનાથી ગાફેલ થઈ જાય, તો વિરોધી વિચા ો માટે મેદાન ખાલી ું પડશે. વાસ્તવમાં ઇતિહાસ આ મામલામાં ખૂબ નિર્દયા સાબિત છે. ન પહે કોઈની સાથે બાંધછોડ કરી અને ન અત્યારે કરશે.

હકીકત એ છે કે આપણે જે વૈ કર છીએ, તેના માટે ભરપૂર બૌદ્ધિક—ઇલ્મી તૈયારી લસૂફી, નૈતિકતા અને કાનૂન એમ ઘણાં પાસાઓ સંદર્ભે નિવેદન છે કે ખોટી અને અસત્યથી અસત્ય વિચાર ી ક્યારેક છવાઈ જાય છે અને અત્યારે આ પ્રકારના વિચા ં છવાઈ પણ ગઈ છે. આપણા પાસે દીને-હક્ક (સત્ય-ધર્મ) , જો ક ધોરણ પ્રમાણે પ્રસ્તુત કરવામાં આવે, તો તે સમય વધારે દૂર અસ ય વિચારધારાઓનો અંધકાર દૂર થઈ જાય અને દીને-હક્કનો પ્ર ઈ જાય. જો આ ક્ષેત્રમાં આપણી તૈયારી સંપૂર્ણ ન થઈ, તો ભય છે કમજોર સમર્થનના કારણે અલ્લાહના દીનની સચ્ચાઈ સાબિત ન કરી શકીએ અ ને દુનિ ા માત્ર એ કારણે કે તેને ધ્યાન આપવા યોગ્ય ન સમજીને રદ કરી દે કે અ તેના ર્થનમાં મજબૂત દલીલો ન હતી. આ નુકસાન કેટલું મોટું નુકસાન હશે, માનવતાનું પણ ! દુઆ છે કે અલ્લાહતઆલા આ નુકસાનથી સુર

—●—